# સાનંદના ઢગલા

અને

# વાંઢાનાં વલખાંની

## વિભુને વિજ્ઞપ્તિ.

રચી.

છપાવી પ્રસિદ્ધ

કરતાર.

**મેહેતા ત્રિભુવનદાસ નારણજી.**

રહેવાશી

અમદાવાદ.

પ્રત ૨૦૦૦ સંવત ૧૯૬૬

કિંમત રૂ. ૦-૧-૦

# સાનંદના ઢગલા

અને

# વાંઢાનાં વલખાંની

## વિભુને વિજ્ઞપ્તિ.

---

લેખક કવિ ત્રિભુવનદાસ નારણજી.

---

### હરિગીત.

હે ઇશ ! નામી શિરજો, જો વિનતિ તુજને કરૂં.
વળી જ્ઞાનથી શુભ ધ્યાન તારૂં, જો જગતમાંહી ધરૂં;
જન જગતમાં જોઇલે, ઘર ઘર કહું છું જો ફરૂં,
સુખ્યા તણી ઇચ્છા રહી, આ જગતમાં સુજનો ખરૂં.

દીઠી મેં પાઠી નથાને, જન ફુલે કે કંઇ ફર્યાં,
વળી તાનથી હું જાન જોડી, જે નથી કંઈ સંચર્યો;
તો પછી જઈ પરણવું કહું, મ્હારે કોને ઘરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૨
અલબેલડી લઈ વેલડીમાં, જે નથી ઘર આવીયો,
વરમાળ રોપી કંઠમાં નથી લાવ રૂડા પામીયો;
ફુલ દડે ચોંટે રમાને, જે નથી આવ્યો ઘરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૩
શૃંગારથી ભરપુર શૃંગી, નયણુથી ન્યાળી નથી.
એ સ્કંધ નાંખી હાથને, હે નાથ હું ફિરો નથી;
કેકી સમા ટૌકારનો, વિયોગ તો ભરપૂર છે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૪
ઝાંઝર તણા ઝમકારને, ચમકાર કરતી દામની,
ભાળી નથી આ ભવ વિષે, મન માનતી વામાંગની;
વિયોગનો સંયોગ થાયે, કયાં હરે છાતી ઠરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૫
ઝીણા સ્વરેથી ગાન કરતી, હાસ્ય વદને બોલતી,
ગાંભીરને સુણાઢ્ય પ્રિયા, દેખી નથી શીર ડોલતી;

શ્રૃંગાર ભૂષણ કોઈ દિને, માગતી ના મૂખ અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૬
આવી પલંગે શયન વેળા, જોડલે સૂતી નથી,
હું હું તમે ઉંઘી ગયા, એમ વદનથી બોલી નથી;
વળી ખાંસીયાથી વાત વદી, ચાંપ્યા ન ચરણો જો અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૭
છાતીએ ચાંપી અને, ચુંબન અધરનું નથી કર્યું,
ચોળીન સ્વેદે ભીંજવી, હૈયું નથી મ્હારૂં ઠર્યું;
* * * * * * * * * *
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૮

રંધાવી રૂડું રાંધણું, હાથે ન એને હું જમ્યો,
ખખડાવતી કર બંગડી, રાજી ઉરે હું નથી થયો;
વામાંગની વિણ વયજ મ્હારી, જાયછે વહી જો અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૯

શ્રમીત થઇને બ્હારથી, આવ્યો અરે ઘર માહરે,
તવ પ્યારીએ વારી ભરી, ઝારી ન આપી ત્યાહરે;
અરરર! આવા હરડકાથી, છાતી દુઃખડે ઉભરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૦

## એકત્રીસા સવૈયા.

ઉદાસ મનડું દેખી મ્હારૂં, કહ્યું ન સ્વામી શું છે દુઃખ!
ઢીલા થઇને સ્યાને બેઠા, કોમળ તે કરમાવી મુખ?
ડોકે બાઝી ખોળે બેશી, ધીરજ નવ આપી તલભાર,
મુગ્ધાની દુગ્ધા છે મનમાં, આજે મ્હારે અપરમપાર. ૧

## હરિગીત.

ચૌટે જતાં પાણી ભરી, નથી હસ્તિની સ્હામી મળી,
ઉભી ન આડું જોઇને જો, તે સમય ત્રાંસી વળી;
કટાક્ષો કરતી ઘુંઘટે, પડતી નથી નજરે અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૧
કટી કેસરી લળકાવતી, દેખી ન ફરતાં ફુદડી,
વળી પીક રવે ગવરાવતી, સાહેલીઓમાં સુંદરી;
હાય! રાસડે લોભાવી મનડું, ના અરે મ્હારૂં હરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૨
એકાંતમાં બેસી અને, નથી વાત કરી મેં જો જરી;
ત્રિવીધીગે સાંત કરતી, નાર નિજ નથી સાંપડી;
હું તરફડું તે કારણે, અંતર વિષે દીનનીસ અરે;
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૩

પુછયું ન કરદે ખાટલે, આવી અને શું થાય છે,
ખાવા તણું સ્વામી કહો, શું મન આજે થાય છે;
શીરો કરૂં, પુરી કરૂં, કાંજી કરૂં કે ભાતરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૪

ગામ કે પરગામ જાતાં, કહ્યું ન વેલા આવજો
ખાવા અને પીવા તણી, કંઈ વસ્તુ વ્હોરી લાવજો;
નહીં ગોઠશે ઘડી એક એવું, વદી ન મુખડે નારરે
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૫

ગમન કરતાં દેશમાં કકળાટ, વાંસે નાં કર્યો,
તેડાવવાને પત્ર લખી, મુજને કરે ત્યાં નવ ધર્યો;
વળી વાટડી ના જોઈ મ્હારી, અકળાઇને ઘર નારરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૬

## મનહર છંદ.

અહો વિશ વેશ ઉર, દયા લાવી લેશ મારા,
માટે નારી એશ એક, કહું કેમ ઘડી ને?
ગરવી ગુણાળી વળી, રૂડીને રૂપાળી ઠીક,
મારા જોગ જોઇએ તેવી, જોતાં તને જડી ને?

પ્રમાદે પ્રેરાણો કેથે, નિંદમાં ઘેરાણો નાથ,
જેથી મારા દિન તણી, ઉર વાત ચડી ને ?
દારને બનાવવાની, માટીનો દુકાળ પડ્યો,
તેથી તંલપુર તને, માટી કહું જડી ને ?

## દોહરા.

અધોગતિ વળુ સ્ત્રીએ, કીધી મારી દશ,
તે ટાળી ઉર્ધ્વ ગતિ, જલદી કર જુગદીશ.

## મનહર છંદ.

નથી લાકડીથી માર્યો, નથી દીધો મુખ દારો,
નથી ચોપડેલો ગારો, કદી પ્રભુ મારા હાથથી;
નથી ભજનમાં ભુલ્યો, નથી નામ લેતાં ડુલ્યો,
ખોટી ફજેતીથી ખુલ્યો, (મારા) વા'લા કોઈ વાતથી.
નથી અવગુણ ગાયા, નથી લુંટી લીધી માયા,
નથી કવખોડી કાયા, આંખ, જીભ જાતથી;
છતાં રે દયાળ પ્રભુ, વાંઢો મને કેમ રાખ્યો;
જન્મ ઉત્તમ દઈ, વિશ્વાસ ઘાતથી.

## દોહરા.

જ્યાં નવ જોઇએ એક ત્યાં, કીધાં લાટમ લાટ;
મા'રે જોઇએ ત્યાં નથી, કેવો તારો ઘાટ ?

## હરિગીત.

કુટશે, કોણુ પીટશે, વળી કોણુ ખુણો પાળશે ?
મોકાણીયાંને મુખડે મુખ, કોણુ સામી વાળશે ?
હાય લઇ ધડાકા છાતીયે, ખાસે પછાડી કોણુ રે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૭

હાર્યો નહિ માણ્યો નહિ, શ્યામા તણા હું સુખથી,
રાજી થયો નહિ ઉર વિષે, ઘરનાર ન્યાળી મુખથી;
વ્હાલા વિભુ આ વિનતિને, વ્હાલથી કરણે ધરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, તે સર્વથા પુરી કરે. ૧૮

## દોહરા.

આક્રંદ મારૂં ઉર લે, કરૂણાળુ કિરતાર,
કંચન જેવી કાયની, રમણીક આપે નાર;
નાર નહિ પરણાવતો, આનંદ લૈને ઉર,
છેવટ હું પોતા થકી, પરણીશ નાર જરૂર.

## હરિગીત.

ચોરી કરી આડી અમે, એ વાંસનીમાં પોઢશું,
હાં ! તરણુ તેપર પાથરી, ઉપરણી રૂડી ઓઢશું;
નરનારના સમુદાય મુખે, ગીતડાં ગવરાવશું,
ચીતા વરીશું સુંદરી, સહુ જનને નવરાવશું.

## સાખી.

વરસો ચુંમાળા થયાં, તદપી ન મળી નાર
ઉભરો કાઢયો જે થકી, ઉરથી આજે બ્હાર.



# જાહેર ખબર.

અમારા તરફથી આ નાનકડું પ્રસિદ્ધ થયેલ નીચેને સરનામે દોઢ આનાની ટીકીટ મોકલી અ મોકલવામાં આવશે. મંગાવનારાએ પોતાનું નામ ઠા અને પોસ્ટનું સ્થળ લખી મોકલવું. શીવાય

૧ શશીધા ઉર્ફે પોઝીશન કુંવર નાયકાનું ન ચાર વીરોની ગર્ધવ લીલા કિંમત રૂ. ૧–૦–૦

૨ વિમળાપુરીનું વૃત્તાંત કીમત રૂ. ૦–૧૨–૦

૩ ભાવનગરની જાહોજલાલી. પુર્વ અને વર્ત્તમાનકાળની સરખામણી કિંમત. રૂ. ૧–૮–૦

આ ત્રણ પુસ્તકો પ્રથમ ગ્રાહક થનારનેજ મોકલવામાં આવશે.

પ્રસિદ્ધ કર્ત્તા.

**ત્રિભુવનદાસ નારણજી.**

ભડની પોળ, રાયપુર–અમદાવાદ.

*A. P. Press Ahmedabad.*